॥ श्री सरस्वत्यै नमः ॥



દ્વિતીય વ્યાખ્યાન



પુષ્પ. માળા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

# બ્રહ્મચર્ય તત્ત્વ.

પ્રકાશક. કીં. ૦–૨–૬

વ્યાખ્યાન વાચસ્પતિ
શ્રીમાન્ સ્વામી શંકરાનન્દ સરસ્વતી.
મુ. ડાકોરક્ષેત્ર, શ્રી સરસ્વતીદેવી આશ્રમ–સ્ટેશન રોડ.



સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

ધી બોરસદ પ્રી પ્રેસ બોરસદમાં પા. મનોરભાઈ ફુલાભાઈએ
શ્રીમાન્ સ્વામી શંકરાનન્દ સરસ્વતી માટે છાપ્યું

॥ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥



# ॥ ब्रह्मचर्य तत्त्व. ॥



ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति ।
आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिण मिच्छते ॥
ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।
अनड्वान् ब्रह्मचर्येण अश्वो घासं जिगीषति ॥
ब्रह्मचर्येण तपसा देवा मृत्यु मपाघ्नत ।
इन्द्रोह ब्रह्मचर्येण देवेभ्यः स्वराभरत. ॥

अथर्व अ. ३, म. २४, का. ११

અર્થ—બ્રહ્મચર્ય રૂપ તપશ્ચર્યાથી રાજા રાજ્યની રક્ષા કરે છે; બ્રહ્મચર્ય વ્રતદ્વારા આચાર્ય બ્રહ્મચારીને વેદાધ્યન, ધર્મોપદેશ શિક્ષા આપવાની યોગ્યતા ધારણ કરે છે. બ્રહ્મચર્ય વ્રતદ્વારા કન્યા યુવાન પતિ પ્રાપ્ત કરે છે; બ્રહ્મચર્ય વ્રતથી ઘોડો ઘાસ આદિક ખાઈને બળવાન થાય છે; દેવતાઓ બ્રહ્મચર્ય રૂપી તપદ્વારા મૃત્યુનું અતિક્રમણ કરે છે, અને બ્રહ્મચર્ય વ્રતથીજ ઈંદ્રે દેવતાઓનું રાજ્ય પ્રાપ્ત કર્યું છે.

आ जन्म मरणाद्यस्तु ब्रह्मचारी भवेदिह ॥
नकिञ्चिदस्य चा प्राप्य मिति विद्धि नराधिपं ॥
महाभारत अनु. अ. ७५

અર્થ—હે નૃપેંદ્ર! જે આ જગતમાં જન્મથી મરણ પર્યંત બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે છે, તે અસાધ્યથી અસાધ્ય વસ્તુ પણ સહેલાઈથી પ્રાપ્ત કરે છે. અથવા કઠીનમાં કઠીન કાર્ય પણ કરી શકે છે.

આ સંસારમાં ત્રણ પ્રકારના બળની આવશ્યકતા છે. પ્રથમ શારીરિકબળ, દ્વિતીય માનસિકબળ, અને તૃતીય આત્મિકબળ. આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે જ્યાં સુધી શારીરિકબળ બરોબર નથી ત્યાં સુધી માન-

સિક અને આત્મિકબળ શ્રેષ્ટ નહિ બની શકે, આથી સ્પષ્ટ થાય છે કે સૌથી પહેલું શારીરિકબળ ઉત્પન્ન કરવું જોઈએ.

તમે જોયું હશે કે એક મનુષ્ય વીસ પચીસ ભેંસોના ટોળાને એક નાની સરખી લાકડીથી મારપીટ કરીને એક સ્થાનથી બીજે સ્થાન લઈ જાય છે. એમાંની એક ભેંસ, જો કદાચ આવેશમાં આવી જાય, તો એક મનુષ્ય તો શું પણ પચાસ મનુષ્ય પણ તેની સામા ઉભા રહેવાની હિંમત કરી શકે નહિ એવી શકિતવાન છે. એજ પ્રમાણે એક મદોન્મત્ત હાથીને તેનીપર બેઠેલો એક સાધારણ હાથનો મનુષ્ય એક નાના સરખા અંકુશથી પ્રહાર કરીને એક બકરીના બચ્ચાંની માફક યથેચ્છ સ્થાનપર લઈ જાય છે. એક ભયંકર સિંહ, જેની એક ગર્જના માત્રથી આખા ગામનાં મનુષ્યો પલાયન કરી જાય છે, તેની પાસે પણ આપે સરકસમાં જોયું હશે તે પ્રમાણે, એક મનુષ્ય તેના કાન પકડીને ચાહે તેવું કામ લઈ શકે છે. આ પરથી સિદ્ધ થાય છે કે એક લાખો મણ ઘાસની ગંજીમાં એક નાની સરખી અગ્નિની ચીણગારી મુકવાથી જોતજોતામાં તે એક ભસ્મનો ઢગલો બની જાય છે એજ પ્રમાણે સિંહ, હાથી તથા ભેંસ

આદીક પ્રાણીઓનું બળ અપાર હોવા છતાં પણ તે મનુષ્ય પાસે કોઈ એક એવી શક્તિ છે કે જેને લીધે આ પ્રાણીઓની શક્તિ ઘાસની ગંજીની માફક વ્યર્થ થઈ જાય છે એ શકિતનું નામ શું છે તે તમે જાણો છો ? તે શકિતનું નામ માનસિકબળ છે. આથી એ વાત સિદ્ધ થાય છે કે શારીરિકબળથી માનસિકબળ શ્રેષ્ટ છે; અને માનસિકબળથી આત્મિકબળ શ્રેષ્ટ છે. શારીરિક બળવાળો મનુષ્ય એક સો મનુષ્યોપર અધીપતિપણું ભોગવી શકે છે, માનસિક બળવાળો મનુષ્ય લાખો મનુષ્યોપર પોતાનો પ્રભાવ પાડી શકે છે, અને આત્મિક બળવાળો યોગી પુરૂષ પોતાના આત્મિકબળના પ્રતાપથી સંપૂર્ણ જગતના પ્રાણી માત્રને પોતાને આધીન રાખી શકે છે.

મહર્ષિ ભારતદ્વાજ, વશિષ્ઠ, વિશ્વામિત્ર, દુર્વાસા, ભૃગુ આદિ મહર્ષિ ગણમાં એવું કયું બળ હતું કે જેની સામે માનસિક બળવાળા મોટા મોટા ચક્રવર્ત્તી રાજાઓ એક ભિક્ષુકની માફક હાથ જોડીને ઉભા રહેતા હતા.

દ્રષ્ટાંતઃ—એક ચક્રવર્તિ રાજા હતો. તે પોતાના રાજકુમારને રાજપાટ સોંપીને જંગલમાં તપશ્ચર્યા કરવા ગયો ઘણો કાળ વિત્યા બાદ, તે રાજકુમાર જંગલમાં

મૃગયા રમવા ગયો. મૃગયા રમતાં રમતાં એક ઘોર વનમાં આવેલી એક ઝુંપડી પાસે આવી પહોંચ્યો. ત્યાં પોતાના પિતાને એક ફાટેલી ગોદડી સીવતાં જોયો. આથી તેણે પોતાના પિતાને પુછ્યું કે "જ્યારે વનમાં આવીને પણ તમારૂં ચિત્ત એક ફાટેલી ગોદડી સીવવામાં રહ્યું છે તો રાજપાટનો વૈભવ શા માટે છોડયો?" તેના પિતાએ કંઈપણ જવાબ ન આપ્યો. એટલામાં સાયંકાળ થયો, એટલે પિતાએ કહ્યું કે "ચાલો આપણે નદી કીનારે સ્નાન સંધ્યા આહ્નિક કરવા જઈએ." તે પ્રમાણે તેઓ નદી તટપર ગયા અને સ્નાન સંધ્યા આહ્નિક નિત્યકર્મ પરવારીને ચાલવા માંડયું. ત્યારે વૃદ્ધ રાજાએ પોતાના ખીસ્સામાંથી એક સોય કાઢીને નદીના પ્રબળ વેગમાં ફેંકી દીધી. પછી કુમારને ઉદ્દેશીને બોલ્યો. "હે પુત્ર! તું સમસ્ત દેશનો રાજા છે અને આખા દેશમાં તારી આણ ફરે છે. તો હવે આ નદીમાં પડેલી મારી સોય બહાર કાઢી આપ." આ પ્રશ્નથી રાજકુમાર ગભરાયો અને પિતાને કહેવા લાગ્યો. "હે પિતાજી! આવા પ્રબળ વેગવાળા પ્રવાહવાળી નદીમાંથી સોય કેવી રીતે કાઢી શકાય!" વૃદ્ધ રાજા બોલ્યો કે "મારા કરતાં તારી પાસે શારીરિક બળવાળું લશ્કર

તથા માનસિક બળવાળા કર્મચારીઓ ઘણા છે; તોપણ તારાથી એક સાધારણ નદીમાંથી સોય કાઢવાનું બની શકતું નથી? ઠીક હું કાઢું છું," એમ કહીને તેણે બે હાથથી ત્રણ તાળીઓ પાડી, એટલે એક માછલી મ્હોંમાં તે સોય લઈને તે વૃદ્ધ રાજા પાસે આવીને ઉભી, તે દ્રશ્ય જોઈને રાજકુમાર ચકિત થઈ ગયો અને પોતાના પિતાના ચરણોમાં ઢળી પડયો, અને કહેવા લાગ્યો કે "આપના અગાધ આત્મિકબળ સામે અમારૂં શારીરિક તથા માનસિકબળ તુચ્છ છે."

વળી પુરાણમાં એક સુંદર શ્લોક છે કેઃ—

श्लोक.

धिक् बलं क्षत्रिय बलं ब्रह्मतेजो बलं बलं ।
एकेन ब्रह्म दण्डेन सर्वास्त्राणि हतानिमे. ॥

ભાવાર્થઃ—વિશ્વામિત્રનું રાજ્યબલ મહર્ષિ વસિષ્ઠના આત્મિકબળની સામે વ્યર્થ થઈ ગયું હતું.

આથી એ વાત સિદ્ધ થાય છે કે કેવળ શારીરિક બળેથી કેવળ માનસિકબળ શ્રેષ્ટ છે. કેવળ માનસિક બળવાળા મનુષ્યથી જેનામાં શારીરિક અને માનસિક એ બેઉ બળવડે તે મનુષ્ય શ્રેષ્ટ છે. જે યોગી - પુરૂષમાં આત્મિકબળ છે તે મહાપુરૂષ સંપૂર્ણ શારીરિક તથા

માનસિક બળવાળાથી શ્રેષ્ટ છે. એ વાત સત્ય છે કે આત્મિકબળ સર્વોપરી છે. પરંતુ શારીરિક બળ પ્રાપ્ત કર્યા સિવાય માનસિક તથા આત્મિકબળ કદી પણ આવી શકતું નથી. આથી આપણા પ્રાચીન મહર્ષિઓએ બ્રહ્મચર્ય આશ્રમની યોજના કરી હતી મહાન્ ચિકિત્સક મહર્ષિ સુશ્રુતે પણ કહ્યું છે કેઃ—

पंचविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ।
समत्वा गत विर्यौं तो जानियात् कुशलोभिषक्. ॥

ભાવાર્થ—પચીસ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની કન્યા એ સમાન રજ વિર્યવાળાં હોય છે. પુનઃ મહર્ષિએ કહ્યું છે કેઃ—

उन षोडश वर्षयाम प्राप्तः पंचविंशतिम् ।
यद्याधत्ते पुमान गर्भ कुक्षिस्थ विपद्यते ॥
जातोवान चिरंजीवेद्वा दुर्बलेंद्रिय:
तस्मादत्यंत बालायां गर्भाधानं नकारयेत्. ॥

ભાવાર્થ—સોળ વર્ષથી નાની કન્યા અને પચીસ વર્ષથી નાના પુરૂષનો વિવાહ ન કરવો જોઈએ કારણકે તેવી ઉમરવાળાં ગર્ભાધાન સંસ્કાર કરે તો ગર્ભાશયમાં રહેલું બાળક વિપત્તિને પ્રાપ્ત થાય છે, અગર જો કદાચ જન્મ પામે તો લાંબો વખત તે જીવી શકે નહિ, અને

કદાચ જો તે જીવે તો શરીરે કમજોર અને દુર્બળ ઈંદ્રિયવાળું થશે. માટે અત્યંત બાલ્યાવસ્થામાં ગર્ભાધાન સંસ્કાર કરવો ન જોઈએ.

આથી એ વાત સિદ્ધ થાય છે કે, કન્યાએ સોળ વર્ષ સુધી અને પુરૂષે પચીસ વર્ષ સુધી નિયમિત બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું જોઈએ. એથી પહેલાં જો બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરશે તો તેઓ અનેક પ્રકારના રોગના ભોગ થઈને અકાળ મૃત્યુને પ્રાપ્ત થશે

આજકાલ ભારત વર્ષમાં મૃત્યુની સંખ્યા દિન પરદિન વધતી જાય છે; સાથે સાથે ડાકટર, વૈદ્ય અને હકીમની સંખ્યા પણ વધતી જાય છે. જાણે અખિલ ભારત દેશ બિમાર પડયો હોય તેવો ભાસ થાય છે. એનું શું કારણ છે ? એના કારણપર વિચાર કરવા બેસીએ છીએ તો બાળલગ્ન તથા નિયમિત સમય સુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન નહિ કરવાથીજ આવું ભયંકર પરિણામ આવેલું માલુમ પડે છે. અંહી કોઈ કદાચ એવી શંકા કરે કે ભારતવર્ષનાં હવાપાણી બીલકુલ ખરાબ થઈ ગયાં છે તેને લીધે આવું ખરાબ પરીણામ આવ્યું છે. જો આ પ્રમાણે હોય તો તો અખીલ ભારત વર્ષના પ્રાણી માત્રની દશા આવી હોવી જોઈએ અને

તેઓ પણ અસમય મરણ ધર્મને પ્રાપ્ત થતાં હોવાં જોઈએ, પરંતુ તે પ્રમાણે જોવામાં આવતું નથી. મનુષ્યથી અતિરિક્ત જેટલાં પ્રાણી ભારત વર્ષમાં છે તે બધાં જન્મથી મરણ પર્યંત કોઈ પ્રકારના રોગના ભોગ ન થતાં પૂર્ણ આરોગ્યતામાં પોતાનું જીવન વ્યતીત કરતાં આનંદમાં રહે છે.

તમે કદી પણ કોઈપણ જંગલી શુકર, હરિણ, રોઝ, હસ્તી શૃગાલ, ગેંડા, વાંદરા, સિંહ, ભાલુ, ખીસ્કોલી, ઘોડા, બળદ, ગધેડાં વિગેરે પ્રાણીઓને નાના પ્રકારની ઓષધિ લેતાં જોયાં છે? આપણા દેશનાં બિચારાં પક્ષીઓ, જેવાં કે મેના પોપટ, સમડી, બાજ, સકરા, ગીધ, ઘુવડ, કાગડા, ચકલાં, સુગ્રીવ, કાબર, કબુતર વિગેરે પણ જન્મથી મરણ પર્યંત સુખશાંતિ અને આનંદમાં તેમનો દિન નિરગમન કરતા જોવામાં આવે છે. મેં તેમને ચંદ્રોદય, મકરધ્વજ, વસંતમાલતી, ભૈરવગુટિકા કામવર્ધકગુટિકા, સાલમપાક, કેસરપાક, કસ્તુરીપાક વીગેરે ખાતાં કદી પણ જોયાં નથી. એનું શું કારણ છે? કે આપણા દેશનાં પશુ પક્ષી ઈત્યાદિક પ્રાણીઓ સુકું ઘાસ તૃણ, ફળ; ફુલ, પાંદડાં આદિ નજીવ જેવા પદાર્થો ખાઈને પણ આનંદથી કલ્લોલ કરતાં કરતાં જન્મથી

મરણ પર્યંત આરોગ્યતામાં પોતાનું જીવન વ્યતીત કરે છે.

એનું કારણ માત્ર એટલુંજ છે કે બિચારા પશુ પક્ષી આદિક પ્રાણીઓને મહાત્મા મનુષ્યની માફક ન્યાય વ્યાકરણ વેદાંત સાહિત્ય જ્ઞાન તર્કવિતર્ક, તથા ડાકટરી તથા વકીલાત વિગેરે વિદ્યાનું કંઈપણ જ્ઞાન હોતું નથી; પરંતુ તેઓ કુદરતના નિયમાનુસાર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવાનું તત્વ તો સારી રીતે સમજી ગયાં છે. આથી કરીને તેઓ નિયમિત આહાર વિહાર કરીને દીર્ઘાયુષ બને છે. તેઓ રાત દિન નર માદા પરસ્પર ભેગાં રહેતાં છતાં પણ કોઈ વખત કુદરતના નિયમ વિરુદ્ધ વ્યભિચાર કરતાં નથી.

હે મહાત્મા મનુષ્ય ! તમે પરમેશ્વરની પ્રતિભારૂપ સમસ્ત પ્રાણીઓના રાજા હોવા છતાં પણ જો ઈશ્વરી નિયમ રૂપ બ્રહ્મચર્યવ્રતનો ભગ કરો તો પછી તમે તમારી રક્ષા કેવી રીતે કરી શકો ? તમે શાંત મગજથી સારી રીતે વિચાર કરી જુઓ કે આ પશુ પક્ષીઓ રાત દિન શાંતી, આનંદ તથા સ્ફુર્તિમાં રહે છે તથા તેમના સમસ્ત અવયવો શકિતમાન તથા જીંદગી પર્યંત નિયમિત કામ કરે છે તેનું શું કારણ છે. આપણે કોઈપણ પશુ પક્ષી આદિ પ્રાણીઓને, નપુંસક પણું, પક્ષા-

 

ધાત, ઉન્માદ, અજીર્ણ ક્ષય, મૃગી, સંગ્રહણી, સોજા, તાવ વિગેરે મનુષ્યને થનારા ભયંકર રોગોનાં ભોગ થતાં કદી પણ જોયાં નથી. એનું કારણ પશુ પક્ષી અસમયમાં કદી પણ ગર્ભાધાન ન કરતાં નિયમિત સમય સુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે અને સાધારણ આહાર વિહાર કરીને સદા આરોગ્ય અને પ્રસન્ન ચિત્ત રહે છે તેજ છે.

તમે રૂષિઓનાં સંતાન થઈને રોજ દુધપાક, માલપુઆ, પુરી, કચોરી, શ્રીખંડ, લાડુ, મોહનથાળ, ઘી, દુધ, દહીં, માખણ, તે સિવાય શીત રૂતુમાં બદામપાક, કોપરાપાક, ગુંદરપાક, સોના ચાંદીના વરખ, ચંદ્રપ્રભા, સુવર્ણમાલતી, અખરોટ, પીસ્તાં, દ્રાક્ષ, કાજુ વિગેરે ઉત્તમોત્તમ મેવા મિષ્ટાન્ન પદાર્થનું ભોજન કરો છો છતાં પણ રોગની મૂર્તિ બનીને હમેશાં મરણ પથારીએ પડેલા રહો છો, એનું કારણ શું ? એનું કારણ બીજું કાંઈજ નહિ, પણતમે ઈશ્વરી આજ્ઞારૂપ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવાના નિયમોનો ભંગ કરીને ઉન્મત્ત થઈ ઈંદ્રીઓના દાસ બનીને રાત દીન વ્યભિચાર કરીને રોગના ભોગ થઈ શીઘ્ર નિયમિત સમય પહેલાંજ મરણ શરણ થાવ છો.

તમે જાણો છો કે જ્યારે બાળક જન્મે છે ત્યારે એક માંસના પિંડ રૂપે હોય છે અને ધીરે ધીરે પોતાની માતાનું સ્તનપાન કરે છે. તે દુધનો રસ થાય છે, રસનું રૂધીર બને છે, રૂધીરનું માંસ બને છે, માંસની મજ્જા, મેદ, અસ્થિ વીગેરે બને છે. ધીરે ધીરે દિન પ્રતિદિન તેના અવયવો પુષ્ટ થઈને વૃદ્ધિને પામે છે. પણ ધ્યાનમાં રાખો કે હજી સુધી તે બાળકના શરીરમાં વિર્યની ઉત્પતિ થઈ નથી; કારણકે આઠ વર્ષ સુધી તો માત્ર તેના શરીરમાં અસ્થિ સુધીનીજ ઉત્પત્તિ થાય છે. આ સમય પછી તે જે ભોજન કરે છે તેમાંથી રસ, રૂધીર, માંસ, ત્વચા, મેદ, અસ્થિ સુધીની વૃદ્ધિ પામીને જલકણ બિંદુવત્ અતિ સામાન્ય વિર્યની રૂપરેખા માલુમ પડે છે. પછી તે બાળક સારી રીતે ભોજનનો અભ્યાસ કરે તો ચંદ્રની કળાવત દિન પરદિન વૃદ્ધિને પામીને સર્વાંગ સુંદર પુષ્ટ અવયવવાન થઈને પચીસ વર્ષે પૂર્ણ વિર્યવાન બને છે. જેમ પાણીના ઘડાને સંપૂર્ણ રીતે ભરાતાં પહેલાં નીચેથી કાણો કરે તો તે ઘડો કદાપિ પૂર્ણ ભરાશે નહિ. તેવી રીતે ઈશ્વરી નિયમ પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવાનો છે, તેથી પહેલાં બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને જો કોઈ મનુષ્ય ગર્ભાધાન સંસ્કાર કરે તો

રોગનો ભોગ થઈને ભયંકર કષ્ટ વેઠીને ઉત્સાહ રહીત બનીને પોતાનું જીવન વ્યતીત કરે છે.

જો પચીસ વર્ષે વિર્ય પુષ્ટ થાય છે તો તેથી પહેલાં વિર્યનો નાશ જે મનુષ્ય કરે છે તે પોતે પોતાના હાથે પોતાના ગરદનમાં છરી ચલાવીને પોતાનું ખુન કરે છે.

પ્રિય પાઠક! જો તમે પચીસ વર્ષ સુધી ઈશ્વરી નિયમ અનુસાર બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને સમાવર્તન સંસ્કાર કરીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરશો તો શાસ્ત્ર તમને સુચના કરે છે કે ( ऋतौ भार्या मुपयात् ) ઋતુદાન દેવાને માટે અર્થાત સંતાન ઉત્પન્ન કરવાને માટે ઉચિત સમયે સ્ત્રીનો સમાગમ કરો, ( नतु पशुवत् ) રાત દિન વ્યભિચાર કરો.

પશુઓ પણ આપણાથી લાખ દરજ્જે સારાં છે, કારણકે તેઓ કુદરતના નિયમને સમજીને ગર્ભાધાન સંસ્કાર કરે છે. આપણે તો પશુઓથી પણ ગયા છીએ કે આપણે કંઈપણ નિયમ નથી. પણ આપણે તો એમજ સમજીએ છીએ કે ઈશ્વરે કામ શાંત કરવાનું મશીન આપણને આપેલું છે અને રાત દિન વ્યભિચાર કરવો એજ મનુષ્ય જીવનની સફળતા અને ઉદ્દેશ છે.

આમ નિર્લજ્જ થઈને દુરાચાર, અનાચાર, વ્યભિચાર વિગેરે નિકૃષ્ટ કર્મનેજ કર્તવ્ય કર્મ સમજીએ છીએ.

જેવી રીતે હળાહળ વિષપાન કરીને જીવતા રહેવું હાસ્યજનક તથા શોકજનક છે. તેવી રીતે ઉપરોક્ત નીચ કર્મો કરીને જીવતા રહેવાનો વિચાર કરવો તે પણ હાસ્ય તથા શોકજનક છે.

આપણે જે કંઈ પદાર્થ ભોજન કરીએ છીએ તે કુદરતના નિયમ પ્રમાણે ક્રમથી એક મહિનામાં વિર્ય બને છે. તો જે વસ્તુ એક મહિને બને તેને દરરોજ ત્રણ ચાર વાર દુષ્ટ કર્મથી ખરચી નાખીએ તો તેનું કેટલું ભયંકર પરિણામ આવે તેની પશુવત્ અજ્ઞાના મનુષ્યને કેવી રીતે ખબર પડે ? જે સમયે આ દુષ્ટ કાર્ય કરીએ છીએ તે સમયે સમસ્ત શરીરપર વજ્રાઘાત થાય છે શરીરના તમામ અવયવો કંપાયમાન થઈ જાય છે. અથવા તે શરીરની અંદરનાં સમસ્ત યંત્રને ભયંકર આઘાત થાય છે. આથી કરીને નીચ કર્મની પછી મનુષ્ય મૃતકપ્રાયઃ અચેતન થઈને અશાંતિના સમુદ્રમાં ડુબી જાય છે. યોગશાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**( मरणं बिंदु पातेन जीवनं बिंदु धारणात् )**

અર્થાત્ શરીરમાંથી બિંદુનું નીકળવું તે મરણ છે,

અને શરીરમાં બિંદુનું ધારણ કરવું તે જીવન છે. અથવા શરીરમાં જે વિર્ય બિંદુ છે તેજ જીવનરૂપ છે.

લગભગ રૂધીરનાં પચાસ બિંદુનું એક બિંદુ વિર્ય બને છે.

( त्रिर्य प्राणवायु और मन ) એ ત્રણેનો પરસ્પર ઘનિષ્ટ સંબંધ છે. વિર્યનો નાશ થવાથી પ્રાણવાયુ શક્તિહીન થઈ જાય છે, અને પ્રાણવાયુ કમજોર થવાથી મન પણ કમજોર થઈ જાય છે.

શ્રુતિ ભગવતી કહે છે કેઃ—

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ।
बंधाय विषयाशक्तं मुक्तौ निर्विषयं मनः ॥

અર્થ—મન શકિતહીન થવાથી આપણે સંસાર બંધનમાં પડીએ છીએ અને મન બળવાન થવાથી આપણે સંસાર બંધનથી છુટા થઈએ છીએ. આથી સિદ્ધ થાય છે કે વિર્યનો નાશ થવાથી આપણે નિર્વિર્યવાન થઈ ગયા છીએ. મેં પહેલાં કહ્યું છે કે મન અને વિર્યનો ઘનિષ્ટ સંબંધ છે.

શરીરની અંદર એક મનોવાહ નાડી છે. એ નાડીની સાથે શરીરની અંદરની સમસ્ત નાડીઓને

અત્યંત ઘનિષ્ટ સંબંધ છે. જે સમયે મનુષ્યના ચિત્તમાં કામ ભાવનાનો સંકલ્પ ઉત્પન્ન થાય છે, તે સમયે દુધનું મંથન કરીને માખણ નીકળવાની માફક શરીર તથા રૂધીરનું મંથન થઈને વિર્ય નીકળી જાય છે. મનોવાહ નાડીની સાથે શરીરની બધી નાડીઓનો સંબંધ છે. શુક્ર ( વિર્ય ) ના નાશની સાથેજ શરીરની તમામ નાડીઓ કંપી ઉઠે છે. તે સમયે મનુષ્ય દીન હીન દશાને પ્રાપ્ત થઈને એકદમ દુઃખના સાગરમાં ડુબી જાય છે. મહાભારતમાં કેવો સુંદર શ્લોક છેઃ—

**मध्येच हृदयस्यैका शिरा तत्रो मनोवहा ।**
**शुक्रं संकल्पजं नृणां सर्व गात्रै बिमुञ्चति ॥**
**पयस्यान्तर्हित सर्पि यद्वत्पिनिर्मथ्यते खजे: ।**
**शुक्रं निर्मथ्यते तद्वद् देह संकल्प जै: खजे: ॥**

**અર્થ**—શરીરની અંદર એક મનોવાહ નામની નાડી છે. તે મનુષ્યમાં કામ સંકલ્પ ઉત્પન્ન થવાની સાથેજ શરીરમાંથી વિર્યને કાઢી નાખે છે. દુધમાંથી જેવી રીતે મથન ધૃત કાઢવામાં આવે છે તેવી રીતે દેહમાંથી સંકલ્પથી ઉત્પન્ન થતું મથન યંત્ર શુક્રને મથન કરીને મનોવાહ નાડી દ્વારા બહાર કાઢે છે.

જે લોક દીન રાતમાં ત્રણ ચાર વાર વ્યભિચાર

કરીને વિર્યનું પતન કરે છે તેમના શરીરમાં તેનાથી શું પરિણામ થાય છે તે મૂર્ખ લોક બિલકુલ નહિ સમજી શકે. કામવેદનાથી વશીભુત થઈને એ લોક પોતાના આ ઉત્તમ શરીરનું એકદમ સત્યાનાશ વાળે છે. મેં પહેલાં કહ્યું છે કે આપણે જે કંઈ ખાદ્ય પદાર્થો ખાઈએ છીએ તેમાંથી એક મહિને વીર્ય બને છે. જ્યારે આપણા મનમાં કામવાસના ઉત્પન્ન થાય છે ત્યારે શરીરમાં એકદમ ઉષ્ણતા ઉત્પન્ન થઈને રૂધીરનું સારરૂપ અપક્વ વિર્ય, કે જે કેવળ રૂધીરરૂપજ છે તે સાધારણ સફેદ રંગ ધારણ કરીને ગુહ્ય ઈંદ્રિય દ્વારા પતન થઈ જાય છે. મૂર્ખ લોકો એને વિર્ય સમજે છે, પણ એ વિર્ય નથી. જેમ માતાના સ્તનદ્વારા રૂધીર સ્વેત રંગ ધારણ કરી દુધરૂપે બહાર નીકળે છે તેમ વ્યભિચારી મનુષ્યના શરીરમાં કામવાસના ઉત્પન્ન થાય છે ત્યારે રૂધીર શ્વેત રંગ ધારણ કરીને જળ જેવા વિર્યરૂપે બહાર નીકળી જાય છે. પણ એનું પરિણામ શું આવે છે? તમે જાણો છો કે વારંવાર એવી નીચ ક્રિયા કરવાથી તમારું [illegible] ધારણ [illegible] કરીને [illegible] છે તેથી [illegible] [illegible]

શરીરના મુખ્ય વિભાગ ચાર છેઃ—સ્નાયુ, મસ્તિષ્ક, પાકસ્થળી, અને હૃદય, એ એવી વસ્તુ છે કે જે સમસ્ત શરીરમાં એક જાળની માફક ફેલાયલી છે, અને તે નસ, નાડી, રગ વિગેરે નામોથી ઓળખાય છે.

પાકસ્થલી—એને કહે છે કે જેમાં ખોરાક જઈને પચે છે.

હૃદય—એને કહે છે કે જેનાથી ખાધેલા પદાર્થમાંથી રસ થઈને રૂધીર બને છે.

મસ્તિષ્ક—એને કહે છે જે શરીરના તમામ જ્ઞાનતંતુઓનું કેંદ્રસ્થાન છે. અને જ્યાં તે જ્ઞાનતંતુઓને મજબુત રાખવા માટે એક ઘૃત જેવો સુકોમળ દ્રવ્ય પદાર્થ રહેલો છે.

હવે આપણે વિચારવાનું એ છે કે, જ્યારે શરીરનું વિર્ય નાશ પામે છે, ત્યારે પ્રાણવાયુની શક્તિ કમજોર થાય છે. આથી પાકસ્થલીમાં રહેલો જઠરાગ્નિ, જે ખોરાક પચાવનાર મુખ્ય વસ્તુ છે, તે મંદ થઈ જાય છે; કારણ પ્રાણવાયુ અને જઠરાગ્નિનો પણ ઘનિષ્ટ સંબંધ છે. આવી રીતે જઠરાગ્નિની શકિત ધીરે ધીરે મંદ પડી જવાથી એનું પરિણામ એ આવે છે કે ભોજન કરેલા દ્રવ્ય પદાર્થ જે પાકસ્થલીમાં જાય છે તેને જઠરાગ્નિ મંદ પડી જવાથી

ભોજન દ્રવ્ય પદાર્થ બીલકુલ પચી શકતો નથી. પુનઃ તેનું પરિણામ એ આવે છે કે તેનો રસ બનવો બંધ થઈ જાય છે, અને રસ હૃદયમાં ન જવાથી રૂધીર બનવું અટકી જાય છે. રૂધીર બનતું અટકવાથી નસ, નાડી, રગ વિગેરેને પુષ્ટિ મળતી બંધ થાય છે. કારણકે રૂધીર સઘળી નાડીઓમાં પ્રવેશ કરીને તે સમસ્ત નાડીઓનું પુષ્ટિકરણ કરે છે, અને તેનું પરિણામ એ આવે છે કે સમસ્ત ઈંદ્રિયોની અંદર સૂક્ષ્મ અથવા સ્થૂળરૂપથી જે નાડી, નસ, રગ વિગેરે રહે છે તેમાં રૂધીરનો પ્રવેશ થવાથી નેત્ર, કર્ણ, નાસિકા, જીવ્હા, ત્વચા, મસ્તક અર્થાત સમસ્ત શરીરમાં નાના મોટારૂપથી રહેલી નાડીઓને રૂધીરથી પુષ્ટ થઈને તે પ્રત્યેક ઇંદ્રિય અને અવયવ ઉત્તમ રીતે પોતાનું કાર્ય કરે છે, અને તેથી પ્રત્યેક અવયવ બળવાન બનીને દીર્ઘકાળ પર્યંત નિયમિત કાર્ય કરે છે. આમ વિર્ય (શુક્ર) નો નાશ થવાથી પ્રાણવાયુ કમજોર બને છે, પ્રાણવાયુ કમજોર થવાથી જઠરાગ્નિ મંદ પડે છે, જઠરાગ્નિ મંદ થવાથી ખોરાકમાંથી રસ બનતો બંધ થાય છે, રસ બનતો બંધ થવાથી હૃદયમાં રૂધીર બનવું બંધ થાય છે. અને તેનું પરિણામ એ આવે છે કે સમસ્ત નાડીઓમાં પુષ્ટિકારક રૂધીર ન જવાથી મસ્તિક, કર્ણ નેત્ર, જીવ્હા, ત્વચા અર્થાત

સમસ્ત શરીરના અંગ પ્રત્યાંગમાં સ્થૂળ સૂક્ષ્મરૂપે રહેલી નાડીઓ શકિતહીન બનીને એકદમ કાર્ય કરતી અટકી પડે છે. આથી પ્રત્યેક શરીરના અવયવ અસમર્થ ઉત્સાહ રહિત તથા દુર્બળ બનવાથી શરીર રોગની મુર્તિ બનીને મૃતપ્રાયઃ થઈને જીવન કંટકમય બનાવે છે.

જે વિષય સુખની સામે અજ્ઞાની લોક બ્રહ્માનંદના આનંદને તુચ્છ માને છે, તેમનું શરીર ઈંદ્રિય દુર્બળ થવાથી તે વિષય સુખને નિરંતર ભોગવી શકતા નથી, તેનું કારણ મેં પ્રથમ કહ્યું છે. તથાપિ પુનઃ સાધારણ સ્પષ્ટીકરણ કરું છું.

જનનેંદ્રિય એ શું વસ્તુ છે તે આપ જાણો છો ? તમારા સમસ્ત શરીરની નાડીઓના સમુહનું એક બંડલ તેજ જનનેંદ્રિય છે. તેનો સંબંધ સમસ્ત નાડીઓની સાથે હોવા છતાં મનોવાહ નાડી સાથે વિશેષ સંબંધ છે. જ્યારે મનોવાહ નાડીમાં કામ સંકલ્પ ઉત્પન્ન થાય છે ત્યારે સમસ્ત શરીરમાં વિદ્યુત વેગથી ઉષ્ણત્વ પ્રસરી જાય છે: તેની સાથેજ ગુહ્યેંદ્રિયમાં ચંચળતા ઉત્પન્ન થવાથી જનનેંદ્રિયનો નસ સમુહ એકદમ શકિતહીન બનીને ઢીલો પડી જાય છે. [illegible]

ધ્યાનમાં રાખો કે જે લોક પંદર, સોળ કિંવા વીસ બાવીસ વર્ષમાં વિર્ય નાશ કરવાની કુટેવ પાડે છે તે લોક લગભગ ચાળીસ વર્ષની અંદર નપુંસક થઈને બૃહન્નલાની માફક ક્રિડા કરશે. પુનઃ સ્ત્રી સુખ અથવા પ્રજા ઉત્પન્ન કરવાની શકિત તેનામાં રહી શકશે નહી. સ્મરણમાં રાખજો કે તે વખતે વૈદ્ય, ડાકટર કે હકીમની શક્તિ પણ કંઈ કાર્ય કરી શકશે નહિ. કેમકે (मूलं नास्ति कुतः शाखा.)

જેમ ઘડીયાળની અંદર સ્પ્રીંગ તુટી જાય તો તે ઘડીયાળનાં તમામ ચક્રો ઢીલાં પડીને ઘડીયાળ બંધ થઈ જાય છે, તેમ શરીરનો રાજા વિર્યરૂપી સ્પ્રીંગ નષ્ટ થવાથી આખું શરીર નિષ્કાય થઈને આપણું જીવન દુઃખરૂપ થઈ જાય છે.

અવધુત ગીતામાં એક સુંદર શ્લોક છેઃ—

[illegible] त्ता [illegible]न्तं धातु बद्ध शरीरं नष्टे चित्ते धातवो यान्ति नाश
तस्माच्चित्त सर्वतो रक्षणीयं स्वस्थे चित्ते बुद्धयः संभवन्ति

અર્થ—ચિત્તનું આકર્ષણ કરવાથી શરીરમાં વિર્ય સ્થિર રહે છે. અને ચિત્તને નષ્ટ કરવાથી વિર્યનો નાશ થાય છે. આથી ચિત્તને કામ સંકલ્પથી હમેશાં બચાવવું જોઈએ. ઉત્તમ ચિત્તથી અનેક પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

દ્રષ્ટાંત—કોઈ ઘડીયાળ બનાવવાવાળો અગર કોઈ મશીન બનાવવાવાળો કિંવા કોઈ યંત્ર બનાવવાવાળો છાતી કાઢીને કહે છે કે મારૂં ઘડીયાળ, મશીન, વા યંત્ર જો હુશિયારીથી સંભાળીને રાખશો તો એ ઘડીયાળ, મશીન, કે યંત્ર ક્રમથી પાંચ, દશ કે વીસ વરસ સુધી કદી પણ ખરાબ ન થઈને નષ્ટ નહિ થાય.

આપણે વિચારવાનું છે કે સામાન્ય મનુષ્યની કારીગરીથી બનાવેલું ઘડીયાળ, મશીન અથવા યંત્રને માટે તેનો બનાવવાવાળો જોર દઈને ગેરંટી આપે છે. તો અનંતકોટી બ્રહ્માંડને નિર્માણ કરવાવાળા સર્વ શક્તિમાન પ્રભુ તેમની કારીગરીરૂપે આ મનુષ્યનું શરીર સો વર્ષ પહેલાં ખરાબ થઈને નષ્ટ થઈ જાય એ મોટા આશ્ચર્યની વાત છે.

પ્યારા પાઠક! ઉપરોકત કારીગરો ઘડીયાળ યંત્ર અથવા મશીન માટે વીસ પચીસ વર્ષની ગેરંટી આપે છે. તેની પુરતી સંભાળ ન રાખીએ તો તે બગડીને ખરાબ થઈ જાય છે. તેવી રીતે આપણે જો નિયમિત આહાર વિહાર તથા બ્રહ્મચર્યવ્રતનું પાલન ન કરીએ તો થોડા દિવસની અંદર પરમાત્માનું બનાવેલું આ શરીર રૂપી મહાન યંત્રને ખરાબ કરીને વિનાશ કરીએ તો

આપણે એ પરમાત્માના મહાન્ અપરાધી અવશ્યમેવ થઈશું કેમકે પરમાત્માની વાણીરૂપી વેદ ભગવાન કહે છે કેઃ—

ज्ञातायुर्वै पुरुषः

ઇત્યાલમ્.

---

## બ્રહ્મચર્ય મહિમા.

બ્રહ્મચર્યસે ભિષ્મપિતા જગતમેં કાલ જીત ગયે,
મહાવીર હનુમાનને બ્રહ્મચર્યસે સિંધુ ઉલ્લંઘ ગયે.
બ્રહ્મચર્યસે સુમિત્રનંદન અસુરેંદ્ર શીર ઉડા દિયે,
ભીમસેનભી બ્રહ્મચર્યસે ભારતમે વીરત્વ દીખા ગયે.
આચાર્ય શીરોમણી શંકરને બ્રહ્મચર્યસે વિજય કર ગયે,
બ્રહ્મચર્યસે માહારાણા પ્રતાપ, યવનોકો તલવાર બતાગયે.
મહારાષ્ટ્ર કુલ ભુષણ શિવાજી, બ્રહ્મચર્યસે હિન્દુત્વ
રખ ગયે,
જીસ આત્મ તત્વકે શોધમેં ડારવીન સ્પેન્સર થક ગયે.
બ્રહ્મચર્યકે પ્રતાપસે આર્ય મુનિ પ્રત્યક્ષ કર ગયે,
શંકરાનન્દ કહેતાહે બ્રહ્મચર્યકે પ્રતાપસે બ્રહ્મતત્વ
જાણકર ત્રિકાળદર્શી બન ગયે.

હે પરમાત્મન્! હમારે મહાન ઋષિ મુનિયોં કે સંતાનોકી બુદ્ધિમેં પ્રેરણા કરો. જીસમે વહ બ્રહ્મચર્ય-વ્રત પાલન કર અપના જીવન સુખ શાંતિસે વ્યતીત કરે.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

વ્યાખ્યાન વાચસ્પતિ.

# શ્રીમાન્ સ્વામી શંકરાનન્દ સરસ્વતી તરફથી નીચેનાં પુસ્તકો છાપીને થોડા વખતમાં બહાર પડશે.

---

૧ મનુષ્ય પ્રતિ પરમાત્માનો અનંત ઉપકાર.
૨ બ્રહ્મચર્યતત્ત્વ. ( છપાઇ ગયું છે. )
૩ આદર્શ સંતાન ઉત્પન્ન કરવાનો વિધિ.
૪ જાતી રહસ્ય અને સ્પર્શવાદ.
૫ સ્વરાજ્ય રહસ્ય.
૬ મનુષ્ય કર્તવ્ય.
૭ જન્માતર વાદ વિગેરે.

ઉપર મુજબના પુસ્તકો થોડા વખતમાં છાપી બહાર પડશે. વાંચકોનો ઉત્સાહ જણાશે તો સનાતન ધર્મના રહસ્યના શંકા સમાધાન સાથે અનેક પુસ્તકો બહાર પડશે.

મળવાનું ઠેકાણું.
વ્યાખ્યાન વાચસ્પતિ.
શ્રીમાન્ સ્વામી શંકરાનન્દ સરસ્વતી.
મુ. ડાકોરક્ષેત્ર. શ્રી સરસ્વતીદેવી આશ્રમ. સ્ટેશન રોડ.